# જનરલ ઈનફરમેશન ગાઈડ



: સંપાદક અને પ્રકાશક :

ધી સ્ટાન્ડર્ડ ટ્રેડીંગ કંપની

ગાંધીરોડ : : અમદાવાદ.

# પ્રસ્તાવના.

' જનરલ ઈનફરમેશન ગાઈડ ' ( સામાન્ય માહિતિનું પુસ્તક ) એ હાલના પ્રવૃત્તિમય જમાનામાં દરેક મનુષ્યની અનિવાર્ય આવશ્યકતા પૂરી પાડે છે. તાર, ટપાલ, રેલ્વે, ઈન્કમટેક્ષ વિ. વ્યવહારોપયોગી દરેક બાબતોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જેથી સ્વાભાવિક રીતેજ તે તમામ વેપારીઓને, વેપારી અને ધંધાદારી તમામ જનતાને તે ઉપયોગી થશે એવી અમારી આશા છેઃ અને તોજ અમારી આ મહેનત સફળ થયેલી લેખાશે. આ પુસ્તિકામાં રેલ્વે તથા ઈન્કમટેક્ષનો વિભાગ મને સોંપવા ખાતર તથા આ પ્રસ્તાવના લખવાની મને તક આપવા ખાતર ભાઈશ્રી નટવરલાલ લાખીઆનો આભાર માની તથા બીજા દેશો માફક આપણા દેશની વ્યાપારી આલમ પણ આવા પ્રકાશનોનો સંપૂર્ણ લાભ લઈ વ્યાપાર ખીલવી સ્વદેશનું ગૌરવ વધારે એ આશા સાથે વીરમીશ.

તા. ૧૯-૩-૪૦
ખાડીયા ગેટ,
અમદાવાદ.

લી.
વકીલ હર્ષદરાય સાંકળેશ્વર શુક્લ.

# અનુક્રમણિકા.

| નંબર. | વિષય. | પાનું. |
|---|---|---|


સને ૧૯૪૦ આવૃત્તિ ૧લી સંવત ૧૯૯૬

કિંમત. ૦–૮–૦



: પ્રકાશક :
નટવરલાલ પ્રાણલાલ લાખીઆ
ધી સ્ટાન્ડર્ડ ટ્રેડીંગ કંપની
ગાંધી રોડ : : અમદાવાદ

: મુદ્રક :
મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ : : અમદાવાદ

# જનરલ ઇન્ફર્મેશન ગાઇડ

# ટપાલ વિભાગ.

## વિભાગ ૧—હિંદુસ્થાનની અંદરની ટપાલ.

### ટપાલનાં પત્તાં ( પોસ્ટ કાર્ડ. )

**૧.** ( ૧ ) અગાઉથી ભરવાનો ટપાલનો દરઃ—

હરેક એકવડાં ટપાલનાં પત્તા ઉપર ... ... ૯ પાઈ.
અને રીપ્લાઈ (બેવડાં) ટપાલનાં પત્તા ઉપર...૧½ આનો.

( ૨ ) ટપાલનું પત્તું જોઇતી ટીકીટ વગર ટપાલમાં નાંખવામાં આવે, તો તે લેનાર ધણીને પહોંચાડવામાં આવતું નથી, પણ તેનો નાશ કરવામાં આવે છે.

( ૩ ) ખાનગી બનાવટનાં એકવડાં અગર બેવડાં પત્તાં ટપાલનાં પત્તાંની માફક ટપાલમાં મોકલી શકાય છે, તે એવી શરતે કે ટપાલનું લવાજમ પૂરેપૂરૂં અગાઉથી ભરેલું હોય, અને તેનું કદ ૫⅝ ઇંચ × ૪⅛ ઇંચથી વધારે અગર ૪ ઇંચ × ૨¾ ઇંચથી ઓછું ન હોય અને હિંદુસ્થાનમાં વાપરવાનાં પત્તાં ટપાલઑફિસ આપે છે, તેનાથી વધુ પાતળાં કે વધુ વળી જાય તેવાં ન હોય.

(૪) દરેક પ્રકારનાં ટપાલનાં પત્તામાં સરનામા તરફની જમણી અરધી બાજુ તે લેનાર ધણીનું સરનામું, ટપાલની ટીકીટ, અથવા ટપાલનું લવાજમ અગાઉથી ભર્યા બદલ વાપરવામાં આવતા સ્ટાંપના મશીનની છાપ મારવા માટે, તથા "રજીસ્ટર્ડ" અને "પહોંચ લેવાની" એવી ટપાલની સૂચનાઓ માટે ખાસ રાખેલી છે. સરનામાની બાજુના ડાબા હાથ તરફના અરધા ભાગનો ઉપયોગ મોકલનાર સમાચાર લખવા માટે કરી શકે છે.

## પરબીડીયાં.

૨. (૧) અગાઉથી ભરવાનો ટપાલનો દર નીચે પ્રમાણે છે:—

વજનમાં એક તોલાથી વધુ ન હોય તો ... ૧ આનો.
વધારાના દરેક તોલા માટે અગર તેના કોઈ
પણ ભાગના વજન માટે ... ... ... ½ આનો.

(૨) પરબીડીયું ટીકીટ લગાડયા વગર અથવા ઓછી કીંમતની ટીકીટ લગાડીને ટપાલમાં નાંખ્યું હોય, તો પહોંચાડતી વખતે ખૂટતા હાંસલથી બેવડી રકમ લેવાય છે.

## બુક પાકીટો તથા નમુનાના પાકીટો.

૩ (૧) બુક અને નમુનાનાં પાકીટો માટે અગાઉથી ભરવાના ટપાલના દર નીચે મુજબ છે:—

પહેલા ૨½ તોલા અગર તેના કોઈ પણ
ભાગના વજન માટે ... ... ૦—૦—૬ પાઈ.
વધારાના દરેક ૨½ તોલા અગર તેના કોઈ પણ
ભાગના વજન માટે ... ... ૦—૦—૩ પાઈ.

(૨) બુક પાકીટની અંદર વર્તમાનપત્રો, દરેક જાતની જાહેરાતો, છાપેલું સંગીત, પુસ્તકો, ચિત્રો, નકશા અને ચિત્રકામ મોકલી શકાય. તેની અંદર ધંધા, વેપાર તથા કાયદાના દસ્તાવેજો,

જેવા કે ખતો, હિસાબો, મુખત્યારનામાં, વીમાની દરખાસ્તો, વીમાની પોલીસીઓ, છાપખાનામાં છાપવાની હકીકતો તથા જૂની તારીખના કાગળો, જે પહેલાં ટપાલ મારફત ગયેલા હોય અને પહેલાં કરવાનો ઉપયોગ થઇ ગયો હોય, તે પણ મોકલી શકાય. પુસ્તકનાં પાકીટની અંદર, કાગળમાં લખાય છે તેવા સમાચાર અગર અંગત સમાચાર હોય, તેવું લખાણ મોકલી શકાય નહીં, તેમજ પાકીટ ઉપર લખાય નહીં.

( ૩ ) નમુનાના પાકીટની અંદર, કંઇ પણ કીંમતથી વેચાય નહી તેવા, ખરેખરા વેપારને લગતા નમુના, અથવા માલના નમુના, બુક પાકીટની અંદર મોકલી શકાય તેવી ચીજો સાથે અગર તે સિવાય મોકલી શકાય.

( ૪ ) બુક અગર નમુનાનું પાકીટ, બધી બાજુએથી બંધ કર્યા વગર અથવા બંધ કર્યા વગરના પરબીડીયામાં અથવા બન્ને બાજુથી ખુલ્લું હોય અને તેમાં શું છે તે તપાસવા માટે, કોઇ સીલ તોડયા વગર અથવા કોઇ કાગળ ફાટયા વગર અથવા ચોંટેલી ઉપરની બાજુ ચીરાયા સિવાય, સહેલાઇથી કહાડી શકાય તેવાં કવર ( ઢાંકણ )ની ટપાલમાં નાંખવાના છે.

( ૫ ) બુક અગર નમુનાનું પાકીટ ટપાલનું હાંસલ ભર્યા વગર ટપાલમાં નાખવામાં આવે, તો તે ઉપર, પહોંચાડતી વખતે ટપાલનું બેવડું લવાજમ લેવાય છે; તથા ઓછું લવાજમ ભરીને તે ટપાલમાં રવાના કરવામાં આવે, તો ખૂટના લવાજમથી બેવડી રકમ લેવાય છે. બુક અગર નમુનાનાં પાકીટના અંદર એવી ચીજ હોય, કે જે બુક અગર નમુનાના પાકીટના દરે મોકલી શકાતી ન હોય, તો પહોંચાડતી વખતે, તેના ઉપર કાગળ અથવા પારસલમાંથી જેનો ઓછો દર હોય, તે પ્રમાણેનો દર લેવામાં આવે છે.

## રજીસ્ટર્ડ થયેલા વર્તમાનપત્રો.

૪. ( ૧ ) અગાઉથી ભરવાનું ટપાલનું હાંસલ નીચે પ્રમાણે છેઃ—

છુટી નકલો માટે

૧૦ તોલાથી વધારે વજન ન હોય તો ... ૩ પાઈ.

૧૦ તોલાથી વધારે પણ ૨૦ તોલાથી વધારે
વજન ન હોય તો ... ... ૬ પાઈ.

વધારાના દરેક ૨૦ તોલા અગર તેના કોઈ પણ
ભાગના વજન માટે... ... ... ... ૬ પાઈ.

વર્તમાનપત્રોની એક કરતાં વધારે નકલોના બીડેલાં પેકીટો માટે
પહેલા ૧૦ તોલા અથવા તેના કોઈ પણ ભાગના વજન માટે ૬ પાઈ.

વધારાના દરેક ૫ તોલા અથવા તેના કોઈ પણ ભાગના
વજન માટે ... ... ... ... ૩ પાઈ.

અથવા પેકેટમાં બીડેલી નકલો જો છૂટી મોકલી હોય તો તેનું થતું કુલ હાંસલ એમાંથી જે ઓછું થતું હોય તે. આવા પાકીટો ડીલીવરી ઓફીસની બારીએથી વર્તમાનપત્રના સ્થાનિક એજન્ટો ( આડતીયાઓ )ને વહેંચવામાં આવશે.

( ૨ ) રજીસ્ટર થયેલાં વર્તમાનપત્રોની બાબતમાં ટપાલનું હાંસલ અગાઉથીજ આપવાનું ફરજીયાત છે.

( ૩ ) ખાસ ઓછા દરનો લાભ લેવા માટે, જે સરકલના પોસ્ટ માસ્તર જનરલની હદમાં વર્તમાનપત્રો પ્રગટ થતાં હોય તથા પોસ્ટની અંદર રવાના થતાં હોય, તેની પાસે તે રજીસ્ટર કરાવવાંજ જોઇએ.

## પારસલો.

૫. ( ૧ ) પારસલો ઉપર અગાઉથી ભરવાનું હાંસલ નીચે પ્રમાણે છેઃ—

૪૦ તોલાથી વધારે વજનમાં ન હોય તો ... ૪ આના.

વધારાના દરેક ૪૦ તોલા અગર તેના કોઇપણ
ભાગના વજન માટે ... ... ૪ આના.

( ૨ ) પારસલો ઉપર ટપાલનું હાંસલ પહેલેથી ભરવાનું ફરજ્યાત છે.

( ૩ ) ૪૪૦ તોલાની વધારે વજનના બધાં પારસલો રજીસ્ટર કરવાંજ જોઇએ.

( ૪ ) ૧૨½ શેર ( ૧૦૦૦ તોલા )થી વધારે વજનનાં પારસલો ટપાલથી મોકલવા માટે લેવાતાં નથી.

( ૫ ) પારસલની અંદર કાગળમાં લખાય છે તેવા સમાચાર અગર અંગત સમાચારના જેવું લખાણ, કે જે ફક્ત પારસલ લેનાર ધણી ઉપર લખેલ હોય તેવું એક લખાણ મોકલી શકાય, પણ એકથી વધારે મોકલી શકાય નહીં.

( ૬ ) પારસલની અંદર, ઉપલા નિયમ પ્રમાણે જે લખાણ મોકલવાની છૂટ ન હોય, તેવું કોઈ લખાણ તેની અંદર હોવાની શંકા પડશે, તો પોસ્ટ-ઑફીસની અંદર માલેકની હાજરીમાં ખોલ્યા પછીજ, તથા અંદરથી મના હોય તેવાં જેટલાં લખાણો મળી આવે તેના ઉપર કાગળો ઉપર લેવાય છે, તેથી બેવડો દર, દરેક લખાણ દીઠ, વસુલ કર્યા પછીજ, તે માલેકને સોંપવામાં આવશે.

( ૭ ) શક પડતાં પારસલોની બાબતમાં પોસ્ટ માસ્તરોને એવી સત્તા છે, કે તે લેનાર ધણીને પોસ્ટ-ઑફીસમાં બોલાવી શકે અને પારસલો તેમની રૂબરૂમાં ખોલાવીને તેમને સોંપી શકે.

## રજીસ્ટર કરવાનું.

**૬.** ( ૧ ) દરેક ચીજ રજીસ્ટર કરવાનું હાંસલ ૩ આના છે, પછી તે પરબીડીયું, પત્તું, બુક અગર નમુનાનું પાકીટ, રજીસ્ટર થયેલું વર્તમાનપત્ર કે પારસલ ગમે તે હોય. ટપાલનું તથા રજીસ્ટર કરવાનું હાંસલ અગાઉથી જ ભરવાનું ફરજ્યાત છે.

( ૨ ) રજીસ્ટર કરવાથી કોઈ ચીજ રવાના થયાની વધારે ખાત્રી રહે છે, પણ વીમો ઉતરાવેલો ન હોય, તો રજીસ્ટર થયેલી ચીજ

ગુમ થાય અગર તો એની અંદરની વસ્તુને ટપાલમાં લઈ જતાં નુકસાન થાય, તો તે બદલ ટપાલ ઑફીસ જવાબદાર નથી.

( ૩ ) રજીસ્ટર કરેલી ચીજ મોકલનાર ધણી ટપાલમાં રવાના કરે ત્યારે ટપાલ તથા રજીસ્ટર કરવાનાં હાંસલ ઉપરાંત એક આને વધુ હાંસલ ભરે, તો તેને લેનાર ધણીની સહીની તે પહોંચ્યા બદલની પાવતી મળે છે. આ હાંસલ અગાઉથી ભરવાનું ફરજ્યાત છે.

## વીમો.

૭ ( ૧ ) રજીસ્ટર્ડ કરેલા કાગળો, વેલ્યુ-પેએબલ રજીસ્ટર્ડ કરેલા કાગળો, રજીસ્ટર્ડ કરેલાં પારસલો અને વેલ્યુ-પેએબલ રજીસ્ટર્ડ કરેલાં પારસલોનો વીમો દરેક ચીજ દીઠ, રૂા. ૩૦૦૦) ની કીંમત સુધી જે ટપાલ ઑફીસોને આ કામ કરવાનો અધિકાર હોય ત્યાં ઉતરાવી શકાય છે. વીમાનું કામ કરવાના અધિકારવાળી બ્રાંચ ઑફીસોમાં કોઈ એક ચીજનો માત્ર રૂા. ૬૦૦) ની હદ સુધીનો વીમો ઉતરાવી શકાય છે.

( ૨ ) વીમાનું હાંસલ, જે ફરજ્યાત અગાઉથીજ ભરવાનું છે, તે નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| જો ઉતરેલા વીમાની કીંમત રૂા. ૧૦૦) થી વધારે ન હોય તો ... ... ... | ૩ આના |
| જો તે રૂા. ૧૦૦) થી વધુ હોય, પણ રૂા. ૧૫૦) થી વધારે ન હોય તો ... ... | ૪ આના. |
| જો તે રૂા. ૧૫૦) થી વધુ હોય, પણ રૂા. ૨૦૦) થી વધારે ન હોય તો ... ... | ૫ આના. |
| રૂા. ૨૦૦) ઉપરાંત વધારાના દરેક રૂા. ૧૦૦) અગર તેના ભાગ માટે રૂા. ૧૦૦૦) સુધી ... | ૨ આના. |
| રૂા. ૧૦૦૦) ઉપરના વધારાના દરેક રૂા. ૧૦૦) અગર તેના ભાગ માટે ... ... | ૧ આનો. |

( ૩ ) વીમો ઉતરાવવો હોય તેવી દરેક ચીજ ટપાલ અને તારની ગાઇડમાં બતાવેલી છે. તે પ્રમાણે બંધ કરવી અને સીલ લગાડવી. કાગળોનો વીમો ઉતારવા માટે બધી ટપાલ ઑફીસોમાં કપડાનાં અસ્તરવાળાં પરબીડીઆં વેચાય છે, તે વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

( ૪ ) વીમો ઉતરાવવો હોય તે ચીજના કવર ઉપર, મોકલનાર ધણીએ, જેટલી રકમનો વીમો ઉતરાવવા ધારેલું હોય તે રકમ, છેકછાક અગર સુધાર્યા વીના ચોકખી રીતે આંકડાથી તથા અક્ષરે લખીને ટપાલ ઑફીસની બારીએ આપવી.

કવર ઉપર નીચે ડાબા હાથ તરફ ખુણામાં મોકલનારનું નામ તથા સરનામું લખવુંજ જોઇએ. કવર ઉપર તે માટે જગ્યા ન હોય, તો એક જુદા કાગળના ટુકડા ઉપર તે લખીને, તે ચીજ સાથે રજુ કરવું.

( ૫ ) મોકલનારને, ચીજ જે આસામીને પહોંચાડવામાં આવી હશે, તેની સહીવાળી પાવતી, વગર હાંસલે મળશે.

( ૬ ) જે કાગળો અગર પારસલોની અંદર સીક્કા, સોનું, ચાંદી, પ્લેટીનમ, રત્નો, જવેરાત, ચલણી નોટો અગર તેના કંઇ ભાગ તથા સોના ચાંદીની ચીજો હોય, તેનો વીમો ઉતારવાનું ફરજયાત છે.

( ૭ ) સોનાના સિક્કા અગર સોનું રૂપું અંદર હોય, એવી કોઇપણ એક ચીજનો વીમો વધારેમાં વધારે રૂા. ૭૦૦) સુધીનો ઉતારવામાં આવશે.

## વેલ્યુ—પેએબલ પોસ્ટ.

૮. ( ૧ ) રજીસ્ટર્ડ કરેલાં કાગળો, રજીસ્ટર્ડ કરેલાં પારસલો, રજીસ્ટર કરેલાં બુક પાકીટો તથા વર્તમાનપત્રો ઉપર અગાઉથી ભરવાનું ધોરણ મુજબનું ટપાલનું હાંસલ તથા રજીસ્ટર કરવાનું હાંસલ

ભરેલું હોય તેવાં વર્તમાનપત્રો હિંદુસ્થાનની અંદરની ટપાલમાં વેલ્યુ–પેએબલ ( એટલે લેનાર ધણી પાસેથી કીંમત વસુલ કરવાની ) ટપાલની ચીજો તરીકે મોકલી શકાય છે; તે એવી શરતે કે આવી ટપાલની કોઈ ચીજ બદલ મોકલનારને ભરપાઈ કરવાને લખેલી રકમ રૂ. ૧૦૦૦) થી વધારે ન હોય અને તેમાં આનાથી ઓછી રકમ ન હોય.

( ૨ ) વેલ્યુ-પેએબલ ચીજ તરીકે ટપાલ મારફત મોકલવા ધારેલી દરેક ટપાલની ચીજ, ટપાલ ઑફીસમાં આપતી વખતે, તેની સાથે, તૈયાર છાપેલા ફારમ ( જે ટપાલ ઑફીસમાં મફત મળે છે તે) ની અંદર મોકલનારે પોતાને ભરપાઈ થવાની રકમ લખવી અને એવી જાહેરાત નીચે સહી કરવી કે તે ચીજ પોતાને મળેલી મુદ્દામ વરધી ઉપરથી મોકલવામાં આવી છે, આવી જાહેરાત ઉપર જણાવેલાં ફારમમાં છાપેલી હોય છે.

( ૩ ) મોકલનારે પોતાને ભરપાઈ થવાની રકમ લખી હશે તે અને મનીઑર્ડરની હકસાઈના દર પ્રમાણે ગણતાં તે ઉપર જે લવાજમ લેવાનું થશે, તે લેનાર ધણી પાસેથી વસૂલ લેવામાં આવશે. લેવાની રકમ લેનાર ધણી પાસેથી વસૂલ થયેથી, મોકલનારને ભરપાઈ કરવાની રકમ મનીઑર્ડર મારફત મોકલવામાં આવશે.

## મનીઑરડરો

૯ (૧) સાદા મનીઑરડરો ઉપર નીચે મુજબ હાંસલ છે:—

રૂ. ૧૦) થી વધારે ન હોય તેવી રકમ ઉપર ...૨ આના.
રૂ. ૧૦) થી વધારે અને રૂ. ૨૫) સુધીના રકમ ઉપર ૪ આના
રૂ. ૨૫) થી વધારે હોય તેવી દરેક રકમના ...૪ આના.

તે રૂ. ૨૫) ની પૂરેપૂરી દરેક રકમ માટે; અને બાકીની રકમ માટે ૪ આના. પણ જો બાકીની રકમ રૂ. ૧૦) થી વધારે ન હોય તો તે બદલ ફક્ત ૨ આના વધારે હાંસલ થશે.

( ૨ ) કોઇપણ એક મનીઓરડરની રકમ રૂા. ૬૦૦] થી વધારે હોવી જોઇએ નહિ, અને તેની અંદર પાઇ હોવી જોઇએ નહિ.

( ૩ ) મોકલનારને, જે આસામીને મનીઓરડર ભરપાઈ કરવામાં આવશે તેની સહીવાળી પાવતી, મફત મળશે.

( ૪ ) સાદા મનીઓરડરો માટે રકમ વિગેરેની જે હદ રાખવામાં આવી છે તે પ્રમાણે મનીઓરડર તાર મારફત મોકલી શકાય છે. પણ તેની અંદર આના પાઇ હોવા જોઇએ નહિ.

## તારના મનીઓરડરો

૧૦. તારનો મનીઓરડર કરવા માટે નીચે મુજબ હાંસલ છેઃ—

સાદા મનીઓરડર ઉપર લેવાતું હાંસલ અને તે ઉપરાંત તાર "તાકીદનો" અગર 'સાદો' જે પ્રકારનો મોકલવો હોય; તે હિસાબે હિંદુસ્તાન દેશની અંદર મોકલાવાના તારના દર પ્રમાણે, નાણાં મોકલવાના તારમાં જેટલા શબ્દો થાય, તે ગણીને તારનો દર લેવામાં આવશે. આ હાંસલ ઉપરાંત તારથી મોકલાવેલા દરેક મનીઓરડરો માટે ૨ આના વધારાની ફી પણ લેવામાં આવશે.

## ઇંડીયન પોસ્ટલ ઓર્ડરો

૧૧. ( ૧ ) હેડ તથા સબપોસ્ટ ઓફીસોમાં વીસ વર્ગના. ઓછામાં ઓછા આઠ આના અને આઠ—આઠ આનાની રકમે વધતા રૂા. ૧૦] સુધીની રકમના ઇંડીયન પોસ્ટલ ઓર્ડરો વેચવામાં આવે છે. દરેક ઓર્ડર દીઠ એક આનો હાંસલ લેવામાં આવે છે.

(૨) રૂા. ૧૦]ની કીંમતના ઇંડીયન પોસ્ટલ ઓર્ડર સિવાય બીજા ઇંડીયન પોસ્ટલ ઓર્ડર પર બતાવેલી રકમ ઉપરાંત વધારેમાં વધારે સાત આના સુધીની રકમ ( આમાં અપુર્ણાંકનો સમાવેશ નથી થતો ) પૂરી કરવા માટે અગાઉ નહિ વાપરેલી ટપાલની ટીકીટો નિર્ણય કરેલી જગાએ લગાડી શકાશે. આવી ટીકીટોની સંખ્યા બેથી વધારે ના હોવી જોઇએ.

( ૩ ) આ પોસ્ટલ ઓર્ડરોનાં નાણાં કોઈ પણ હેડ અથવા સબ પોસ્ટ ઓફીસે તે રજુ કરનારને મળે છે.

## પરચુરણ કામકાજે.

**૧૨. "એકસપરેસ ડીલીવરી" (ઝટપથી કરવામાં આવતી વહેંચણી)**:—રજીસ્ટર નહીં કરેલા કાગળો. પોસ્ટ કાર્ડો અને બુક પાકીટો ટપાલ મારફત "તાકીદે પહોંચાડવાનાં" તરીકે ટપાલમાં મોકલી શકાય. "તાકીદે પહોંચાડવાની" ચીજો પહોંચવાની ટપાલ ઓફીસ તરફ સાદી ચીજો માફક મોકલવામાં આવશે, ત્યાંથી તે તારની માફક પહોંચાડવા માટે પાસેમાં પાસેની સરકારી તાર ઓફીસે મોકલવામાં આવશે. સાદા ટપાલના દર ઉપરાંત "તાકીદે પહોંચાડવાનું" હાંસલ બે આના છે. "એકસપ્રેસ ડીલીવરી" શબ્દો છાપેલું ખાસ લેબલ મફત આપવામાં આવે છે, અને સરનામા ઉપર "એકસપ્રેસ ડીલીવરી" લખવાને બદલે, આ લેબલ વાપરવાની મોકલનારને ભલામણ કરવામાં આવે છે.

**૧૩. વેપારને લગતા રીપ્લાઈ ( જવાબ મંગાવવાના ) પોસ્ટકાર્ડો તથા પરબીડીયા**:—વેપારને લગતાં રીપ્લાઈ પોસ્ટ કાર્ડો અને પરબીડીયાં ટપાલનું હાંસલ પહેલાંથી ભર્યા વગર ટપાલમાં લઈ જવામાં આવશે અને તે ઉપરનું ટપાલનું હાંસલ તે પહોંચાડતા વખતે લેનાર ધણીની પાસેથી રોકડું વસુલ કરવામાં આવશે, વેપારને લગતાં રીપ્લાઈ પોસ્ટ કાર્ડો તથા પરબીડીયાં વાપરવાની પરવાનગી માટેની ફી એક વર્ષ માટે રૂા. ૧૦] છે.

**૧૪. સર્ટીફીકેટ ઓફ પોસ્ટીંગ (ટપાલમાં નાખેલી ચીજ માટેનું પ્રમાણપત્ર)**:—પોસ્ટ ઓફીસ જે ચીજ માટે પહોંચ આપતી ન હોય, તેવી ચીજ ટપાલમાં નાંખવા માટેનું સર્ટિફીકેટ મેળવી શકાય છે. સર્ટિફીકેટ ઓફ પોસ્ટીંગ આપવાનો હેતુ એટલો જ છે કે નોકરોને ટપાલમાં નાખવા આપેલા કાગળો વિગેરે ખરેખર ટપાલમાં

નંખાયા છે. તેવી લોકોને ખાત્રી થાય. દરેક ત્રણ ચિન્હે અગર તેથી ઓછી ચીજો માટેનાં સર્ટિફીકેટની ફી અરધો આનો છે.

**૧૫. પોસ્ટ બોક્સીસ ( ટપાલના ખાનાઓ ) તથા થેલીઓઃ**—ટપાલનાં ખાનાની ગોઠવણ જ્યાં કરવામાં આવેલી હોય, ત્યાં ટપાલનાં ખાના ભાડે લઇ શકાય છે. તેને માટે સરકારી વર્ષની ફી રૂ. ૫) છે, અને એક સરકારી વર્ષથી ઓછી મુદત માટે, દર ત્રણ મહીના અગર તેના ભાગ માટે ફી. રૂ. ૫) છે. પોસ્ટ-બોક્સ ભાડે લેનાર પાસેથી તેની તાળાના ખર્ચ પુરતી વધારાની રકમ અનામત તરીકે લેવામાં આવે છે.

**૧૬. ઓળખાણ આપવાના** કાર્ડોઃ—ટપાલનાં કામકાજ માટે લોકો પોતાની ઓળખાણ આપી શકે તે માટે ટપાલ ઓફીસ તરફથી ઓળખાણ આપે એવા કાર્ડો આપવામાં આવે છે. એક કાર્ડની કીંમત રૂ. ૧) છે. એક વખત આપેલું કાર્ડ ત્રણ વર્ષ સુધી ચાલશે.

**૧૭. સેવિંગ્સ બેંક**—બધી હેડ અને સબ-પોસ્ટ ઓફીસમાં તેમજ કેટલી એક બ્રાંચ પોસ્ટ ઓફીસો, જેમને આ જાતનું કામ કરવાની ખાસ સત્તા મળેલી હોય, ત્યાં સેવિંગ્સ બેંકનું કામ થાય છે. તારીખ ૧ લી એપ્રીલથી તારીખ ૩૧ મી માર્ચ સુધીના સરકારી વર્ષ દરમ્યાન થાપણ મૂકી શકાય તેવી કુલ રકમ, વરસ દરમ્યાન ઉપાડેલી રકમ બાદ કર્યા પછી, રૂ. ૭૫૦) થી વધારે હોઇ શકે નહિ. થાપણ મુકનાર કોઇપણ વખતે. ચાલુ સાલના વ્યાજ ઉપરાંત કુલ રૂ. ૫૦૦૦) ની રકમ જમે રાખી શકે છે. થાપણ મુકનાર પોતાના ખાતામાંથી અઠવાડીયામાં ફક્ત એકજ વખત નાણાં ઉપાડી શકે છે.

**૧૮. પોસ્ટ ઓફીસ કેશ સર્ટીફીકેટોઃ**—સેવિંગ્સ બેંકનું કામ કરનારી કોઇપણ પોસ્ટ ઓફીસ રૂ. ૧૦, ૨૦, ૫૦, ૧૦૦, ૫૦૦, ૧૦૦૦, ૨૦૦૦, ૩૦૦૦, ૪૦૦૦ તથા ૫૦૦૦ માટેના પોસ્ટ

ઓફીસનાં પાંચ વર્ષનાં કેશ સર્ટિફીકેટો રૂા. ૮-૧૩, ૧૭-૧૦, ૪૪-૧, ૮૮-૨, ૪૪૦-૧૦, ૮૮૧-૪, ૧૭૬૨-૮, ૨૬૪૩-૧૨, ૩૫ ૨૫ તથા ૪૪૦૬-૪ ની કીંમતે મળે છે. એક આસામી વધુમાં વધુ પાંચ વર્ષ પછી રૂા. ૧૦,૦૦૦] મળે તેટલી કીંમતના કેશ સર્ટિફીકેટો કયાં તે પોતાના એકલાના નામ પર અથવા કોઈની સાથે ભાગમાં ખરીદી શકશે.

**૧૯. લાયરલેસના પરવાના તથા પ્રમાણપત્રોઃ**—હિંદુસ્થાનના તારને લગતા કાયદા મુજબ વાયરલેસ યંત્ર ચલાવવા માટે તથા ૧૯૩૩ ના હિંદુસ્થાનના વાયરલેસ તારના કાનુન પ્રમાણે એવું યંત્ર

વસાવવા માટે પરવાનો લેવો પડે છે. વાયરલેસના યંત્રો વેચનારાઓને પણ વાયરલેસનાં યંત્રો રાખવા માટે પરવાનો લેવો પડે છે. દરીયાઇ જકાતના કાયદા મુજબ બ્રિટીશ હિંદુસ્થાનની અંદર વાયરલેસ ઉપર બોલવાનું યંત્ર મંગાવવા માટે પરવાનો લેવો પડે છે, પણ વાયરલેસ સંદેશા લઇ શકાય એવા યંત્રો વગર પરવાને મંગાવી શકાય છે. બધી હેડ પોસ્ટ ઑફીસોમાંથી તથા બીજી કેટલી એક પોસ્ટ ઑફીસો-માંથી બધી જગ્યાએ સાંભળી શકાય એવા યંત્રો માટેના પરવાના રૂા. ૧૦)નું લવાજમ આપવાથી, પહેલીજ વખતને માટે, તારીખ ૧ લી જાન્યુઆરી ૧૯૩૯ થી, ૧ વર્ષની મુદત માટે મળે છે. પરવાનાની મુદત પૂરી થાય તે પહેલાં તે ચાલુ રાખવા માટે અરજી કરવામાં આવી હશે, અને અરજી આપતી વખતે પરવાનો તથા ફી આપવામાં આવશે, તો તેને માટેની ફી રૂા. ૯ છે. વાયરલેસનાં યંત્રો રાખવા માટે તેમજ તે યંત્રો કેવી રીતે વાપરી શકાય છે તે દેખાડવા માટે, પરવાના અને હૉટેલો, રેસ્ટોરાં, નૃત્યગૃહો, ચ્હાની દુકાનો, વેપારના મથકો વિગેરેમાં બ્રોડકાસ્ટ થયેલી બાબતો ( રીપ્રોડયુસ ) પ્રતિધ્વનિત કરવાની વેપારને લગતા પરવાના પોસ્ટ-માસ્તર જનરલની ઑફીસમાં મળે છે. સિંધ અને બલુચિસ્તાનમાં આવા પરવાના ડીરેક્ટર ઑફ પોસ્ટસ્ એન્ડ ટેલીગ્રાફસ્, કરાંચીની ઑફીસમાંથી મળે છે. વાયરલેસ ઉપર બોલવાનાં યંત્ર માટે, તે મંગાવવા માટે, તેમજ અન્ય સઘળા વાયરલેસના પરવાના માટે ડીરેક્ટર-જનરલ, પોસ્ટસ્ એન્ડ ટેલીગ્રાફસ્., ન્યુ દીલ્હીને, અરજી કરવી જોઇએ. ( વાયરલેસ ઉપર કામ કરવાનાં પ્રમાણપત્રો પણ તેજ અમલદાર આપે છે. ) યંત્રો રાખવા માટેના, તે ઉપર બોલવા માટેના તથા મંગાવવા માટેના દરેકના પરવાના માટેની ફી રૂા, ૧૦) છે. વાયરલેસ યંત્રનો ઉપયોગ સમ-જાવવાના પરવાનાની રૂા. ૫) છે તથા વેપારને લગતા બ્રોડકાસ્ટ રીસીવર માટેના પરવાનાની ફી રૂા. ૨૫) છે. આ ફી એક રીસીવર તથા એક લાઉડસ્પીકર માટે છે. દરેક વધારાના રીસીવર તથા

વધારાના લાઉડસ્પીકર માટેની ફી રૂા. ૧૦) વધુ છે. વેપારને લગતા બ્રૉડકાસ્ટ રીસીવરનો પરવાનો ચાલુ રાખવાની ફી અસલ ફીથી રૂા. ૫) ઓછી છે, તે એવી શરતે કે તે માટેની અરજી તથા તેને માટેની ફી અને ચાલુ પરવાનો મુદત પૂરી થયા પહેલાં રજુ કરવામાં આવે.

આંતરરાષ્ટ્રીય કાનુનો મુજબ આપવામાં આવતા વાયરલેસ ઓપરેટર માટેની લાયકાતના સર્ટિફીકેટો ઇલેક્ટ્રીકલ ઇન્જીનીઅર-ઇન-ચીફ, ટેલીગ્રાફ સ્ટોરયાર્ડ, કલકત્તા તરફથી આપવામાં આવે છે. અને તેને માટે પરીક્ષા પણ તેજ લે છે. વેપારના ઉદ્દેશ વગર માત્ર વાયરલેસ યંત્રો ચલાવવાની લાયકાતના સર્ટિફીકેટો પોસ્ટ માસ્તર જનરલ તરફથી આપવામા આવે છે અને તેને માટે પરીક્ષા લેવાની ગોઠવણ પણ તેજ કરે છે.

## વિભાગ રજો—પરદેશની ટપાલ

૨૦ (અ) **પરદેશની ટપાલના દરો—**

(૧) કાગળો—

(અ) નીચે બતાવેલા બ્રિટીશ સામ્રાજ્યમાં વિમાનથી ટપાલ લઈ જવાની યોજનામાં ભાગ લેનારા દેશો માટેઃ—ઍંગ્લો઼ ઇજીપ્શિઅન સુદાન, બેચુઆના લેન્ડ પ્રોટેક્ટરેટ, બ્રિટીશ સોલોમન આઇલેન્ડસ પ્રોટેક્ટરેટ, બ્રુનેઇ, કેનેડા, કોમનવેલ્થ ઑફ ઑસ્ટ્રેલિઆ (અસમાનીઆ, પાપુઆ અથવા બ્રિટીશ ન્યુ ગાયેના અને નોરફોક (આઇલેન્ડનો જેમાં સમાવેશ થાય છે) ઇજીપ્ત, આયરે (આયર્લેન્ડ) ફીજી આઇલેન્ડ, ફેડલી અથવા ટોંગા આઇલેન્ડસ, ગીલબર્ટ અને એલીસ આઇલેંન્ડસ પ્રોટેક્ટરેટ, ગ્રેટબ્રિટન અને ઉત્તર આર્યલેન્ડ, હોંગકોંગ, જોહોર, કેડાહ, કાલેન્ટન, કેન્યા, મલાયા, મારશલ આઇલેંડસ (નૌરૂ), મોરીશીઅસ, ન્યુ ફાઉન્ડલેંડ, ન્યુ ગાયેના મેન્ડેટેડ મુલકો, ન્યુ હેબ્રીડીસ, ન્યુઝીલેંડ અને તેના તાબાના મુલકો, ઉત્તર બોર્નિઓ, ન્યાસાલેંડ પ્રોટેક્ટરેટ, પેલેસ્ટાઇન, પરલીસ રોડેશિઓ (ઉત્તર અને

દક્ષિણ ) સારાવાક, સીચોલીસ, સાઉથવેસ્ટ આફ્રિકા, ટાંગા નૌકા, ટ્રાન્સ જોરડન, ટેન્ગાનું, યુગાન્ડા, યુનિઅન ઓફ સાઉથ આફ્રીકા, (બાસુટોલેંડ અને સ્વાઝીલેંડ સુદ્ધાં ), પશ્ચિમ સામોઆ ( અપીઆ ), ઝાંઝીબાર.

દરેક અડધા ઔંસ અગર તેના કોઈપણ ભાગના વજન માટે ...$2\frac{1}{2}$ આના.

**નોંધ**—આ દેશોના કાગળો સાધારણ રીતે વિમાનથી મોકલવામાં આવે છે.

(બ ) બરમા, એડન, સીલોન, નેપાળ અને પોર્ચ્યુગીઝ હિંદ સિવાયના બીજા બ્રિટિશ કબજા અને રક્ષણ તળેના મુલકો માટે—

એક ઔંસથી વધારે નહિ હોય તેટલા વજન માટે ...$2\frac{1}{2}$ આના.

દરેક વધારાના ઔંસ અગર તેના કોઇપણ ભાગના વજન માટે ...૨ આના.

( ક ) બ્રહ્મદેશ માટે—

એક તોલાથી વધારે ન હોય તેટલા વજન માટે...$1\frac{1}{2}$ આનો.

દરેક વધારાના તોલા અથવા તેના કોઇ પણ ભાગના વજન માટે ...૧ આનો

( ડ ) એડન. સીલોન, નેપાળ અને પોર્ચ્યુગીઝ હિંદ માટે — હિંદુસ્થાનની અંદરની ટપાલના દરો.

( ઇ ) દુનિયાના બીજા સઘળા દેશો કે જ્યાં પરદેશની ટપાલ જાય છે તે માટે—

એક ઔંસ કરતાં વધારે ન હોય તેટલા વજન માટે ...$3\frac{1}{2}$ આના.

દરેક વધારાના ઔંસ અથવા તેના કોઈ પણ ભાગના વજન માટે ...૨ આના.

(૨) પોસ્ટ કાર્ડ

(અ) બ્રહ્મદેશ, એડન, સીલોન, નેપાળ અને પોર્ચ્યુગીઝ હિંદ સિવાયના દુનિયાના સઘળા દેશો કે જ્યાં પરદેશની ટપાલ જાય છે તે માટે—

એકવડા દરેક પોસ્ટકાર્ડના.........૨ આના.
રીપ્લાઇ (બેવડા) દરેકના.........૪ આના.

(બ) બ્રહ્મદેશ—

એકવડા દરેક પોસ્ટ કાર્ડના......૧ આનો.
રીપ્લાઈ (બેવડા) દરેકના......૨ આના.

(ક) એડન, સીલોન, નેપાળ અને પોર્ચ્યુગીઝ હિંદ. } હિંદુસ્તાનની અંદરના ટપાલના દરો

**નોંધ** ૧.—બ્રીટીશ સામ્રાજ્યમાં વિમાનથી ટપાલ લઈ જવાની યોજનામાં લાભ લેનારા દેશોમાં જવાનાં પોસ્ટ—કાર્ડો સાધારણ રીતે વિમાનથીજ મોકલવામાં આવે છે.

**નોંધ** ૨.—કાગળ અગર પોસ્ટ—કાર્ડ ટપાલનું હાંસલ ભર્યા સિવાય અગર ઓછું ભરીને ટપાલમાં નાખવામાં આવે તો તે ઉપર પહોંચાડતી વખતે ખૂટતા ટપાલના લવાજમથી બેવડી રકમ લેવામાં આવે છે.

( ૩ ) છાપેલા કાગળો—

( અ ) બ્રહ્મદેશ માટે—

પહેલા પાંચ તોલા સુધીના વજન માટે ... ૯ પાઈ.

દરેક વધારાના પાંચ તોલા અથવા તેના કોઈપણ ભાગના વજન માટે ... ૬ પાઈ.

( જે વર્તમાનપત્રો હિંદુસ્થાનમાં ટપાલ મારફત મોકલવા માટે રજીસ્ટર થયેલા વર્તમાનપત્રો તરીકે ગણાય છે તેને માટે દરેક દશ તોલા અથવા તેના કોઈપણ ભાગના વજનની દરેક નકલ માટે ૬ પાઈ ).

( બ ) એડન, સીલોન, નેપાળ અને પોર્ચ્યુગીઝ હિંદ માટે — હિંદુસ્થાનની અંદરના બુક-પાકીટો માટેના ટપાલના દર

( એડન સીલોન, નેપાળ અને પોર્ચ્યુગીઝ હિંદ માટેના રજીસ્ટર્ડ વર્તમાનપત્રો પરનું હાંસલ હિંદુસ્થાનની અંદરના રજીસ્ટર્ડ વર્તમાન પત્રોના જેટલું જ છે. )

( ક ) બીજા સઘળા દેશો માટે—

દરેક બે ઔંસ અથવા તેના કોઈપણ ભાગના વજન માટે ... ૯ પાઈ.

**નોંધ**—હાંસલ અગાઉથી ભરવાનું ફરજીઆત છે.

**(૪) વેપારને લગતા કાગળો—**

(અ) બ્રહ્મદેશ માટે
પહેલા પાંચ તોલા સુધીના
વજન માટે } ... ૯ પાઈ.

દરેક વધારાના પાંચ તોલા અથવા
તેના કોઇપણ ભાગના વજન માટે } ... ૬ પાઈ.

(બ) એડન સીલોન નેપાળ
પોર્ચ્યુગીઝ હિંદ માટે } હિંદુસ્તાનની અંદરના બુક-પાકીટો માટેની ટપાલના દરો

(ક) બીજા સઘળા દેશો માટે
૧૦ ઔંસ સુધીના વજન માટે { ... ૩½ આના.

દરેક વધારાના ૨ ઔંસ અથવા
તેના કોઇપણ ભાગના વજન માટે } ... ૯ પાઈ.

**નોંધ**—હાંસલ અગાઉથી ભરવાનું ફરજીઆત છે.

**(૫) નમુનાઓ—**

(અ) બ્રહ્મદેશ માટે

પહેલા ૫ તોલા સુધીના વજન માટે ... ૯ પાઈ.

દરેક વધારાના ૫ તોલાના વજન માટે ... ૬ પાઈ.

(બ) એડન, સીલોન, નેપાલ અને
પોર્ચ્યુગીઝ હિંદ માટે } હિંદુસ્થાનની અંદરના ટપાલના દરો

(ક) બીજા સઘળા દેશો માટે—

૪ ઔંસ સુધીના વજન માટે ... ૧½આનો.

દરેક વધારાના ૨ ઔંસ અથવા
તેના કોઈપણ ભાગના વજન માટે } ... ૯ પાઈ.

**નોંધ**—હાંસલ અગાઉથી ભરવાનું ફરજીઆત છે.

**(૬) પારસલો**—પારસલો માટેના દરો તે જે મુલકોમાં મોકલવાના હોય છે તે મુજબ અને તેના વજન પ્રમાણે જુદા જુદા છે, અને તેની વિગત પોસ્ટ ઍન્ડ ટેલીગ્રાફ ગાઈડ અથવા ટપાલ ઑફીસમાંથી મેળવવી.

( ૭ ) **આંધળા માટેના પુસ્તકોના પાકીટો**—એડન અને પોર્ચ્યુગીઝ હિંદ, જેને હિંદુસ્થાનની ટપાલના દરો લાગુ પડે છે, તે સિવાયના મુલકો માટે ૧૦ રત્તલ સુધી દરેક ૨ રતલ વજનનો અથવા તેના કોઈપણ ભાગનો ½ આનો અને ૧૦ રતલ વજન ઉપરાંતના પાકીટ માટે ૧૧ રતલ વજન સુધી ૩ આના. હાંસલ અગાઉથી ભરવાનું ફરજીઆત છે.

( બ ) **રજીસ્ટર કરવાનું હાંસલ**—બધા દેશો માટે દરેક કાગળ, પોસ્ટ-કાર્ડ અગર પાકીટ ઉપર ૩ આના.

( ક ) **પાવતીનું હાંસલ**—( ફક્ત રજીસ્ટર કરેલી ચીજો માટે ):-એડન, સીલોન તથા પોર્ચ્યુગીઝ હિંદ જેને હિંદુસ્થાનની ટપાલના દરો લાગુ પડે છે, તે સીવાયના મુલકો માટે ૩ આના.

( ડ ) **વીમાની ફી** }
( ઇ ) **વજનની હદ** } જુદા જુદા મુલકોને માટે આ જુદી જુદી છે અને તે પોસ્ટ અને ટેલીગ્રાફ ગાઈડ
( ફ ) કદની **હદ** } અથવા પોસ્ટ ઑફીસમાંથી મેળવવી.

**નોંધ**—ઉપર જણાવેલા બ્રીટીશ સામ્રાજ્યની વિમાનની ટપાલની યોજનામાં ભાગ લેનારા દેશો કે **જેની સાથે** વીમાનું કામકાજ કરી શકાય છે તે દેશો માટે રજીસ્ટર્ડ કાગળો, અને પોસ્ટ-કાર્ડો અને વીમો ઉતારેલા કાગળો ( વીમો ઉતારેલી પેટીઓ નહીં ) સાધારણ રીતે વિમાનમાર્ગે મોકલવામાં આવે છે.

# મનીઓરડરો.

## હાંસલના દરો.

### સાદા મનીઓરડરો.

**૨૧.** ( ૧ ) પરદેશ માટેના હિંદુસ્થાનના ચલણીનાણાંમાં બતાવેલી રકમોના મનીઓરડરો ઉપર હાંસલ નીચે મુજબ છે:—

| | રૂા. આના. |
|---|---|
| રૂા. ૧૦] થી વધારે ન હોય તેવી કોઈ રકમ ઉપર | ૦—૩ |
| રૂા. ૧૦] થી વધારે પણ રૂા. ૨૫] થી વધારે ન હોય તેવી કોઇ રકમ ઉપર ... ... | ૦—૬ |

રૂા. ૨૫ થી વધારે હોય, તેવી કોઈ પણ રકમ ઉપર, રૂા. ૨૫] ની દરેક પૂરી રકમ માટે ૬ આના અને બાકીની રકમ માટે ૬ આના, પણ જો બાકીની રકમ રૂા. ૧૦] થી વધારે ન હોય તો તેનું હાંસલ ફક્ત ૩ આના વધારે થશે.

**અપવાદઃ**—એડન માટેના મનીઓરડરોના હાંસલના દરો હિંદુસ્થાનની અંદરના મનીઓરડરોના જે છે તેજ છે.

( ૨ ) સોનાના ( સ્ટર્લીંગ ) ચલણમાં જણાવેલી રકમોના મની ઓરડરો ઉપર, હાંસલ નીચે મુજબ છે :

| | રૂા. આ. |
|---|---|
| ૧ પૌંડથી વધારે ન હોય તેવી કોઈપણ રકમ ઉપર | ૦—૪ |
| ૫ પૌંડ સુધી વધારાના દરેક પૌંડ અગર તેના ભાગની રકમ ઉપર ... ... ... | ૦—૩ |

૫ પૌંડથી વધું રકમ માટે, ૫ પૌંડની પૂરી દરેક રકમ ઉપર રૂા. ૧ તથા બાકીની રકમ ઉપર, પૌંડ ૫ થી વધારે ન હોય તેવી રકમના મની ઓરડર માટેના દર મુજબ.

( ૩ ) બ્રીટીશ સામ્રાજ્યની વિમાનની ટપાલની યોજનામાં ભાગ લેનારા દેશો માટેના મનીઑરડરો કાંઈપણ વધારાનું હાંસલ લીધા વગર વિમાન મારફત મોકલવામાં આવે છે. જ્યારે બીજા દેશો કે જ્યાં વિમાનની ટપાલથી મનીઑરડરો મોકલી શકાય છે તેને માટે વિમાનથી મોકલવા માટેનું નીચે જણાવેલું વધારાનું હાંસલ આપવાથી મોકલી શકાશે:—

સીલોન અને બ્રહ્મદેશ ... ૧½ આનો દરેક મની ઑરડર માટે.
બીજા દેશો ... ... ૨ આના દરેક મની ઑરડર માટે.

## તારથી મોકલવાના મની ઑરડરો

૨૨. ( ૧ ) તારનાં મની ઑરડરો ગ્રેટ બ્રીટન અને ઉત્તર આયર્લૅંડ, સીલોન તથા બીજા થોડા દેશોમાં મોકલી શકાય છે. આ દેશો તથા જગ્યાઓ તરફ મોકલવાનાં તારનાં મનીઑરડરોનું હાંસલ નીચેની વિગતો પ્રમાણે થશે:—

( ૨ ) જે દેશ અગર જગ્યાએ મોકલવાનું હોય તે દેશ અગર જગ્યાએ સાદા મની ઑરડર માટે આપવું જોઈતું મની ઑરડરનું હાંસલ.

( ૩ ) તે જગ્યા અગર દેશમાં ખાનગી સંદેશો મોકલવાના દરે, નાણા મોકલવાના તે સ્થળના તારમાં ખરેખર જેટલા શબ્દોનો ઉપયોગ થયો હોય, તે માટેનું તારનું હાંસલ.

( ૪ વધારાની ૨ આનાની ફી.

## બ્રીટીશ પોસ્ટલ ઑરડરો.

૨૩ યુરોપીઅનોની મોટી વસ્તી હોય અગર ઑરડરો માટે જ્યાં માંગણી હોય, તેવી જગ્યાઓની સઘળી હેડ અને સબ–પોસ્ટ ઑફીસોની પાસેથી લોકોને ૬ પેન્સથી પૌંડ ૧–૧–૦ સુધીની રકમોના બ્રટીશ પોસ્ટલ ઑરડરો વેચાતા મળે છે. બીજી પોસ્ટ ઑફીસોને બ્રીટીશ પોસ્ટલ ઑરડરો માટે અરજી કરવાથી, તે મેળવીને ખરીદનારાઓને આપશે.

## રીપ્લાઇ કુપન્સ.

૨૩ (અ) આંતરાષ્ટ્રીય રીપ્લાઇ કુપન્સ, કુપન દીઠ ચાર આનાની કીંમતે અને બ્રીટીશ સામ્રાજ્ય માટેના રીપ્લાઇ કુપન્સ, કુપન દીઠ ૨½ આનાને ભાવે, જે જે પોસ્ટ ઑફીસમાં એને માટે નિયમિત માગણી થતી હોય ત્યાંથી વેચાતાં મળશે. વધુ વિગત માટે પોસ્ટ અને ટેલિગ્રાફ ગાઇડની ૧૦ મી કલમ જુઓ.

## વિભાગ ૩ વિમાનની ટપાલ અને તેને માટે લેવાતા વધારાના દરો.

૨૪. વિભાગ ૨ માં જણાવેલા બ્રીટીશ સામ્રાજ્યની વીમાનની ટપાલની યોજનામાં ભાગ લેનારા દેશોની ટપાલ વીમાનથી મોકલવા માટે કાંઇપણ વધારાનો દર લેવામાં આવતો નથી. કાગળો, પોસ્ટ-કાર્ડો અને પાર્સલો વીમાનની ટપાલ માટેના વધારાના દરો આપવાથી હિંદુ-સ્થાનની અંદર તેમજ જે દેશો બ્રીટીશ સામ્રાજ્યની વીમાનની

ટપાલની યોજનામાં ભાગ લેતા નથી તે પરદેશના મુલકોમાં વીમાન મારફત મોકલી શકાય છે. આવી ચીજો રજીસ્ટર કરી શકાય છે. બ્રહ્મદેશ અને સીલોન સિવાય વીમાનથી ટપાલમાં વીમો ઉતરાયેલી ચીજો મોકલી શકાતી નથી. વિમાનની ટપાલમાં મોકલવાની દરેક ચીજ ઉપર, વિમાનની ટપાલનું આસમાની રંગનું લેબલ, (જે પોસ્ટ ઑફીસમાં મફત મળે છે તે) સરનામાની બાજુએ ડાબા ઉપરના ખુણામાં ચોડવું. હિંદુસ્થાનની અંદર તેમજ બીજા કોઇપણ મુલકો માટેનાં પારસલો વિમાનની ટપાલ મારફત મોકલી શકાતાં નથી.

**હિંદુસ્થાન માટે વિમાનની ટપાલના દરો.**

**૨૫.** (૧) એક પોસ્ટ કાર્ડ માટે—૯ પાઇ અને સાધારણ લેવાતું ટપાલનું હાંસલ.
(૨) કાગળ અગર પાકીટ માટે—સાધારણ લેવાતું હાંસલ અને તે ઉપરાંત દરેક એક તોલા અથવા તેના કોઇ પણ ભાગના વજન માટે એક આનો.
(૩) મની ઑરડર માટે—સાધારણ લેવાતાં હાંસલ ઉપરાંત એક આનો.

## વિમાનની ટપાલ માટેની ફી–પરદેશ માટે.

૨૬. ( ૧ ) કાગળ, પોસ્ટ–કાર્ડ અથવા પાકીટ માટે—

| નીચેના મુલકો માટે | દરેક અરધા ઔંસ અગર તેના કોઈ પણ ભાગના વજન માટે આપવાનો દર આ દર ટપાલના હાંસલ ઉપરાંતનો છે. કાગળો તથા પાકીટો | | | દરેક પોસ્ટ–કાર્ડ માટે ( સાધારણ ટપાલના હાંસલ સાથે ) આપવાનો દર. | | |
|---|---|---|---|---|---|---|
| | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. |
| ઈરાક | ૦ | ૪ | ૦ | ૦ | ૪ | ૦ |
| ઈરાન ( પશ્ચિમ ઈરાન સિવાય ) | ૦ | ૩ | ૦ | ૦ | ૪ | ૦ |
| ઈરાન ( પશ્ચિમ ) | ૦ | ૪ | ૦ | ૦ | ૪ | ૦ |
| સીયામ [*દરેકમાં જુદા જુદા | ૦ | ૩ | ૦ | ૦ | ૪ | ૦ |
| ફ્રેંચ ઈન્ડોચાઈના, ચીન અને જપાન* | ૦ | ૪ | ૦ | ૦ | ૪ | ૦ |
| નેધર લેંડસ ઈંડીઝ | ૦ | ૬ | ૦ | ૦ | ૪ | ૦ |
| ફીલીપાઈન્સના ટાપુઓ | ૦ | ૪ | ૦ | ૦ | ૪ | ૦ |
| ઓસીઆનીયા, હાવાઈ, ન્યુ કેલીડોનીઆ, સામોઆ (પાગો પાગો) તથા સાંટાક્રુઝ, ટાપુમાંના ફ્રેન્ચ સંસ્થાનો | ૦ | ૮ | ૬ | ૦ | ૪ | ૦ |
| ગ્રેટ બ્રિટન અને આયર (આયર્લેંડ) સીવાયના સઘળા યુરોપનાં દેશો (ફક્ત ઈમ્પીરીયલ એર સરવીસ મારફત ) | ૦ | ૬ | ૦ | ૦ | ૪ | ૦ |
| યુરોપના દેશો ( ઈંડીઆ ગ્રીસ જર્મની સરવીસ મારફત મોકલી શકાતા ) | ૦ | ૮ | ૦ | ૦ | ૫ | ૦ |
| ફ્રેંચ ઈક્વેટોરીઅલ આફ્રીકા | ૦ | ૭ | ૦ | ૦ | ૪ | ૦ |
| નાઈજીરીઆ, ગોલ્ડકોસ્ટ | ૦ | ૭ | ૦ | ૦ | ૪ | ૦ |
| પોર્ચ્યુગીઝ પુર્વ આફ્રીકા | ૦ | ૮ | ૦ | ૦ | ૪ | ૦ |
| પોર્ચ્યુગીઝ પશ્ચિમ આફ્રીકા | ૦ | ૮ | ૦ | ૦ | ૪ | ૦ |
| બેલજીઅન કોંગો | ૦ | ૮ | ૦ | ૦ | ૪ | ૦ |
| યુનાઈટેડ સ્ટેટસ ઑફ અમેરિકા ( અંદરની સરવીસ બાદ કરતાં ) | ૦ | ૬ | ૦ | ૦ | ૪ | ૦ |
| યુનાઈટેડ સ્ટેટસ ઑફ અમેરીકા ( અંદરની સરવીસ સાથે ) | ૦ | ૧૦ | ૦ | ૦ | ૫ | ૦ |

## વિમાનની ટપાલ માટેની ફી ( ચાલુ )

| | કાગળો અને પાકીટો રૂ. આ. પા. | રૂ. આ. પા. |
|---|---|---|
| કોલંબીઆ, એક્વાડોર બ્રીટીશ ગાયના, ડચ ગાયના, ફ્રેંચ ગાયના અને પેરૂ | ૧—૪—૦ | ૦—૮—૦ |
| વેનેઝુએલા | ૧—૨—૦ | ૦—૮—૦ |
| બ્રાઝીલ | ૨—૧૪—૦ | ૧—૧—૦ |
| આર્જેનટાઈન, બોલીવીઆ, ચીલી, પારાગુવે અને ઉરૂગુવે | ૩—૬—૦ | ૧—૪—૦ |
| બહામાસ, કોસ્ટારીકા, ક્યુબા, ડોમીનીકન રીપબ્લીક, એલસાલ, વેડોર, ગ્વાટેમલા, હાયટી, હોંડુરાસ, જમેકા, લીવર્ડ ટાપુઓ (એન્ટીગુઆ), મેક્સીકો, નીકાસગુઆ, પનામા, પોર્ટોરીકો, ટીનીદાદ (વીંડવર્ડ ટાપુઓ અને બારબેડોઝ સુદ્ધાં), વરજીન આયલેંડસ, ફ્રેન્ચ વેસ્ટ ઈન્ડીઝ (ગ્વાડેલોપ અને મારટીનીક ), ડચ વેસ્ટ ઈન્ડીઝ (સાબા, સેન્ટ યુસટેશીઅસ અને સેન્ટ મારટીન ) | ૦—૧૩—૦ | ૦—૭—૦ |
| ડચ વેસ્ટ ઈન્ડીઝ ( ક્યુરાસાઓ, અરૂબા, બોનેર ) | ૧—૪—૦ | ૦—૯—૦ |
| હેડજાઝ | ૦—૪—૦ | ૦—૪—૦ |

| | દરેક એક તોલા પર (ટપાલના હાંસલ ઉપરાંત) | પોસ્ટ—કાર્ડ (સાધારણ ટપાલના હાંસલ સાથે) |
|---|---|---|
| સીલોન | ૦—૧—૦ | ૦—૧—૩ |
| પોર્ચ્યુગીઝ ઈન્ડીઆ | ૦—૧—૦ | ૦—૧—૩ |
| બ્રહ્મદેશ | ૦—૧—૬ | ૦—૧—૬ |

( ૨ ) મની ઓરડર માટે—સાધારણ હાંસલ ઉપરાંત દરેક મની ઓરડર ઉપર ૨ આના. અને સીલોન અને બ્રહ્મદેશ માટે સાધારણ હાંસલ ઉપરાંત દરેક મની ઓરડર ઉપર ૧ ½ આનો. વધુ વીગત માટે "વિમાનની ટપાલ" નું ચોપાનીયું, જે પોસ્ટ ઓફીસમાં મફત મળે છે, તે જુઓ.

# વિભાગ ૪—સામાન્ય ખબરો

## તહેવારો.

૨૭. નવા વર્ષનો દિવસ, ગુડફ્રાઈડે, શહેનશાહનો જન્મ દિવસ, નાતાલનો દિવસ તથા સઘળા રવીવારના દિવસો પોસ્ટ તેમજ તાર ઑફીસોના તહેવારના દિવસો છે. આ તહેવારો ઉપરાંત, બીજા સાત પોસ્ટ તાર ઑફીસના તહેવારો દર વરસે ગેઝેટ ઑફ ઇંડીઆમાં જાહેર કરવામાં આવે છે, અને તે પોસ્ટ તથા ટેલિગ્રાફ ગાઈડની કલમ ૨૭માં છાપવામાં આવે છે. આ સઘળા તહેવારના દિવસોએ પોસ્ટ ઑફીસો નક્કી કરેલા થોડા કલાકો માટે અને માત્ર થોડું નક્કી કરેલું જ કામકાજ કરે છે.

## ફરીયાદો.

૨૮. પોસ્ટ ઑફીસના કામકાજ સંબંધી ફરિયાદો જે પોસ્ટ ઑફીસની વિરૂદ્ધ ફરીયાદ હોય તેના પોસ્ટ માસ્તરના સરનામે અથવા તો જીલ્લાના પોસ્ટ ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટને સરનામે કરવી. ફરીયાદના કાગળો તથા પોસ્ટકાર્ડો ઉપર ટપાલનું હાંસલ અગાઉથી પુરેપૂરૂં ભરવું; નહીં તો તે લેવામાં આવશે નહીં, ટપાલ, તાર અગર ટેલીફોનના કામકાજ વિરૂદ્ધની ફરીયાદ, યોગ્ય અધિકારી તરફ રવાના થવા માટે કોઈપણ પોસ્ટ ઑફીસના પોસ્ટ-માસ્તરને ખુલ્લા પરબીડીયામાં મોકલી શકાય.

## સરનામું લખવાની રીત.

૨૯. ટપાલના અને પોસ્ટ-કાર્ડો ઉપર સરનામું ચોકખું તથા ઉકલી શકે તેવી રીતે લખવું. પહેલા લેનાર ધણીનું પૂરેપૂરૂં નામ, પછી તેનું સરનામું તથા તે મોકલવાનાં હોય તે ટપાલના શહેરનું નામ લખવું. શહેરનું નામ ચોકખી રીતે જુદી લીટીમાં લખી તેની નીચે લીટી દોરવી. અને તેની નીચે કૌંસમાં જીલ્લાનું, પ્રાતનું અગર દેશનું નામ લખવું. સરનામાની બાજુની જમણી તરફ ઉપરના ખુણામાં ટીકીટ ચોડવી. આ પ્રમાણે કરવાથી ટપાલ ઑફીસમાં કામ સહેલાઈથી તથા જલદીથી થઈ શકે છે, તેટલા માટે જાહેર પ્રજાને આ રીતે સહકાર કરવા વિનંતી કરવામાં આવે છે. ટપાલનું હાંસલ અગાઉથી પૂરેપૂરૂં ભરવાથી કાગળો જલદીથી પહોંચવાની ખાત્રી રહે છે, જ્યારે ટપાલનું હાંસલ બીલકુલ નહી ભરવાથી અગર ઓછું ભરવાથી તે ચીજને પહોંચાડવામાં ઘણો વિલંબ થાય છે. જો બની શકે તો સરનામાવાળી બાજુએ ડાબી તરફ નીચેના ખુણામાં મોકલનાર ધણીનું નામ લખવું કે જેથી લેનાર ધણીનો પત્તો નહિ લાગે તો તે ચીજ ઉઘાડ્યા વગર મોકલનાર ધણીને પાછી મોકલી શકાય. સરનામું અંગ્રેજીમાં લખવું. અને જો દેશી ભાષામાં લખવું હોય તો તે જે જીલ્લા અગર પ્રાંતમાં મોકલવાનું હોય ત્યાં સાધારણરીતે વપરાતી ભાષામાં લખવું

# તાર વિભાગ.

## તારના દરો.

૩૦. હિંદુસ્થાનમાં મોકલવાના [ ખાનગી, સરકારી અગર દેશી રાજ ( સંસ્થાનો )ના ] તારોના દરો.

| પ્રકાર | શબ્દોની ઓછી સંખ્યા | હિન્દુસ્થાનમાં પહોંચાડવાના | | | | બ્રહ્મદેશમાં પહોંચાડવાના | | | | શબ્દોની ઓછી સંખ્યા | સીલોનમાં પહોંચાડવાના | | | | સરનામા માટે હાસલ લેવાય છે. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ઓછામાં ઓછો લેવાતો દર. | | દરેક વધારાના શબ્દ માટે. | | ઓછામાં ઓછો લેવાતો દર. | | દરેક વધારાના શબ્દ માટે. | | | ઓછામાં ઓછો લેવાતો દર. | | દરેક વધારાના શબ્દ માટે. | | |
| | | રૂ. | આ. | રૂ. | આ. | રૂ. | આ. | રૂ. | આ. | | રૂ. | આ. | રૂ. | આ. | |
| એકસપ્રેસ (જરૂરી) | ૮ | ૧ | ૨ | ૦ | ૨ | ૨ | ૪ | ૦ | ૪ | ૧૨ | ૨ | ૦ | ૦ | ૩ | |
| ઓરડીનરી (સાધારણ) | ૮ | ૦ | ૯ | ૦ | ૧ | ૧ | ૨ | ૦ | ૨ | ૧૨ | ૧ | ૦ | ૦ | ૨ | |

લ્હાસા ( ટીબેટ ) માટેના ખાનગી, સરકારી, અગર દેશી રાજ્યોના તારના ૧૨ અગર તેથી ઓછા શબ્દોના તાકીદના તારના રૂ. ૧–૮ આના તથા સાદાના ૦–૧૨ આના છે. તાકીદના અગર સાદા જે પ્રકારના તાર હોય, તે મુજબ દરેક વધારાના શબ્દ માટે અનુક્રમે ૨ આના તથા ૧ આનો છે. અફઘાનિસ્થાનમાંના શહેરો જેવા કે જલાલાબાદ, કાબુલ, કવાલાઈજનહીદ, કંદહાર તથા તોરખાન માટેના સરકારી, દેશી રાજ્યના તથા ખાનગી તારનો દર એક શબ્દ દીઠ ૩ આના છે.

રવાના થવાની બાબતમાં સાદા તાર કરતાં જરૂરી તાર વહેલા મોકલાય છે અને જો ઑફીસ ખુલ્લી હોય, તો માણસ મારફત દિવસ અને રાત દરમિયાન ગમે તે વખતે તે પહોંચાડવામાં આવે છે.

## ૩૧. પરદેશના તાર તથા રેડીઓ મારફત મોકલવાના તારના દરો.
### ( અ ) હિંદુસ્થાનથી પરદેશના તારના દરો.

| નીચેના મુલકો માટે | દરેક શબ્દ દીઠ સાધારણ તારો | | | લેટર ટેલીગ્રામ્સ (પત્રના જેવા તારો) | |
|---|---|---|---|---|---|
| | પૂરા દર. | સાંકેતીક (સી.ડી.ઈ. દર (ઓછા-માં ઓછો દર ૫ શબ્દોના લવાજમ પ્રમાણે | ડીફર્ડ (સગવડે રવાના થવાના) તારો એલ. સી. દર (ઓછામાં ઓછો દર ૫ શબ્દોના લવાજમ પ્રમાણે) | ૨૫ શબ્દો અગર તેથી ઓછા શબ્દો માટે (સંજ્ઞા એન. એલ. ટી. અથવા ડી. એલ. ટી. સુદ્ધાં) | વધારાના દરેક શબ્દ માટે. |
| | રૂ. આ. | | | | |
| ગ્રેટ બ્રિટન અને બ્રિટિશ સામ્રાજ્યમાં બધી જગ્યાઓ આઈ. આર. સી. રસ્તે (સામ્રાજ્યની અમેરિકામાંની જગ્યાઓ માટે આ દરો ફક્ત "આઈ. આર. સી. ઈમ્પીરીઅલ રસ્તે") લાગુ પડે છે. | ૦ ૧૩ | ૦ ૮½ | ૦ ૬½ | ૭ ૦½ | ૦ ૪½ |
| બેલજીઅમ, આઈ. આર. સી. રસ્તે. | ૧ ૨ | ૦ ૧૧ | ૦ ૯ | ૯ ૬ | ૦ ૬ |
| ડેન્માર્ક ,, ,, | ૧ ૩ | ૦ ૧૧½ | ૦ ૯½ | ૧૦ ૨½ | ૦ ૬½ |
| ફ્રાન્સ ,, ,, | ૧ ૩ | ૦ ૧૧½ | ૦ ૯½ | ૧૦ ૨½ | ૦ ૬½ |
| જર્મની ,, ,, | ૧ ૪ | ૦ ૧૨ | ૦ ૧૦ | ૧૦ ૧૫ | ૦ ૭ |
| ઈટાલી ,, ,, | ૧ ૪ | ૦ ૧૨ | ૦ ૧૦ | ૧૦ ૧૫ | ૦ ૭ |
| નોરવે ,, ,, | ૧ ૪ | ૦ ૧૨ | ૦ ૧૦ | ૧૦ ૧૫ | ૦ ૭ |
| સ્વીડન ,, ,, | ૧ ૩ | ૦ ૧૧½ | ૦ ૯½ | ૧૦ ૨½ | ૦ ૬½ |
| તુર્કી ,, ,, | ૧ ૫ | ૦ ૧૩ | ... | | ... |
| જાપાન ,, ,, | ૨ ૩ | ૧ ૫ | ૧ ૧½ | ૧૮ ૧૨ | ૦ ૧૨ |
| જાપાન, આર. આઈ. સી. મદ્રાસ રસ્તે | ૨ ૩ | ૧ ૫ | ૧ ૧½ | ૧૮ ૧૨ | ૦ ૧૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| જાવા અને સુમાત્રા ,, ,, | ૧ ૧૩ | ૧ ૧½ | ૦ ૧૪½ | ૧૫ ૧૦ | ૦ ૧૦ |
| ચાયના શાંગહાઈ ,, ,, | ૧ ૧૪ | ૧ ૨ | ૦ ૧૫ | ૧૫ ૧૦ | ૦ ૧૦ |
| યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકા ૧લો ઝ.ન આઈ. આર. સી. ઇમ્પીરીઅલ અથવા એન. એ. કેબલ્સ વાટે | ૧ ૧૧ | ૧ ૦½ | ૦ ૧૩½ | ૧૪ ૧ | ૦ ૯ |
| આરજેનટાઇન, આઈ. આર. સી. ઇમ્પીરીઅલ અથવા, એન. એ. કેબલ્સ વાટે | ૩ ૪ | ૧ ૧૫½ | ૧ ૧૦ | ૨૭ ૫½ | ૧ ૧½ |

## લેટર ટેલીગ્રામ્સ

એન. એલ. ટી. એસ. (નાઇટ લેટર ટેલીગ્રામ્સ=રાતના તાર દ્વારા કાગળો ) તાર નોંધાયલા દિવસની પછીની સવારે પહોંચાડવામાં આવે છે. એડન, ઑસ્ટ્રેલિયા કૅનેડા તથા દક્ષિણ આફ્રિકા કે જ્યાં ડી. એલ. ટી. ની શરતો પ્રમાણે પહોંચાડવામાં આવે છે તે સિવાય હિંદુસ્થાન અને બ્રિટીશ સામ્રાજ્યના અન્ય દેશો વચ્ચે એન. એલ. ટી. એસ. તારો મોકલી શકાય છે.

### ડી. એલ. ટી. એસ. ( ડેલી લેટર ટેલીગ્રામ્સ )

તાર નોંધેલા દિવસની પછીની બીજી સવારે પહોંચાડવામાં આવે છે. આવા તારો હિંદુસ્થાન તથા કેટલાક બ્રિટીશ સામ્રાજ્યની બહારના દેશો તથા એડન, ઑસ્ટ્રેલિયા કૅનેડા અને દક્ષિણ આફ્રિકા થઈ જઈ શકે છે.

### ( બ ) રેડીઓ મારફત મોકલવાના તારના દરો.

( ૧ ) હિંદુસ્થાનની તાર ઑફિસોએથી હિંદુસ્થાનના કિનારાના મથકો દ્વારા દરિયાપરનાં જહાજો ઉપર મોકલવાના રેડીઓના તારના દરો—

**દરેક શબ્દ દીઠ.**

સાદા ( સાંકેતીક )
કોડ
રૂા. આ. રૂા. આ.

(૧) નીચે (૨) તથા (૩)ની અંદર જણાવ્યા છે, તે સિવાયના સઘળા સરકારી અથવા ખાનગી રેડીઓના તાર માટે... ૦ ૧૩ ૦ ૮

(૨) બ્રિટિશ શહેનશાહના લડાયક બારકસો અથવા હિંદુસ્થાનની સરકારી નૌકા ખાતાના જહાજો ઉપરના રેડીઓના તાર માટે... ० ८ ० ૫.

(૩) સ્પેન તથા સ્વીડનમાં જહાજો ઉપરના રેડીઓના તાર માટે ... ... ० ૧૨ ० ૭½

(૪) પરદેશના કિનારાના મથકો દ્વારા મોકલવાના રેડીઓના તારના દરો માટે તાર ઑફિસોમાં પુછવું.

## સામાન્ય ખબરો.–હિંદુસ્થાનના તાર વીષે.

### સરનામું.

૩૨. ( ૧ ) તારનું સરનામું પુરતી વિગતથી લખવું કે જેથી શોધખોળ કર્યા વગર તથા ડીરેકટરીઓ અગર માહિતી મેળવવાનાં બીજાં સાધનો જોયા વગર તે પહોંચાડી શકાય.

( ૨ ) પોસ્ટ–બોકસના નંબર અગર ટેલીફોનનાં નંબરના રૂપમાં સરનામું થઈ શકે, જેમકે " પાલ–પોસ્ટ બોકસ નં. ૩૮० કલકત્તા " અથવા " મિત્ર ટેલીફોન નં. ૨૭૪૯ ન્યુ દિલ્હી. "

### તારો પહોંચાડવા બાબત.

૩૩. મોટી ઑફીસોમાં આવેલા સાદા તારો, તાર ઑફીસોના કામકાજ કરવાના વખત દરમ્યાન સાધારણ રીતે સવારના ૭ થી રાતના ૧૧ વાગ્યા સુધી પહોંચાડવામાં આવે છે. જરૂરી તારો દિવસે કે રાત્રે કોઈ પણ વખતે પહોંચાડવામાં આવે છે.

---

અર્જન્ટ (તાકીદનો) તાર. પૂરા દરનું અથવા સી ડી. ઈ. દરનું એવડું હાંસલ ભરેથી કરી શકાશે.

## ટુંકું સરનામું.

**૩૪.** સરનામું ટુંકા રૂપમાં લખી શકાય છે. એ હેતુ માટે કોઇ આસામી તારનું ટુંકું સરનામું અગાઉથી ભરવાનું વાર્ષિક લવાજમ રૂા. ૨૦] અથવા અરધા વર્ષનું લવાજમ રૂા. ૧૨ જે તાર ઑફીસે તે રજીસ્ટર કરવા માટે તેના મુખ્ય અમલદારને આપીને રજીસ્ટર કરી શકે છે.

## કોડ ( સાંકેતિક ) ભાષા.

**૩૫.** ( ૧ ) સાંકેતિક ભાષાનો તાર એ છે કે જે, યાતો બનાવટી શબ્દોમાં લખેલો હોય, અથવા ખરા શબ્દોમાં લખેલો હોય અથવા તો બનાવટી શબ્દો અને ખરા શબ્દોનું મિશ્રણ કરીને લખેલો હોય; આવા તારમાં ખરા શબ્દો વપરાયા હોય તેનો અર્થ સામાન્ય રીતે જે અર્થ થતો હોય તેનાથી જુદોજ થાય છે.

( ૨ ) સાંકેતિક શબ્દોની અંદર ૧૦ અક્ષરોથી વધારે અક્ષરો હોવા જોઇએ નહીં. શબ્દમાં ૫ કે તેથી ઓછા અક્ષરો હોય તો ઓછામાં ઓછો એક સ્વર તેની અંદર જોઇએ, તેમાં ૬, ૭ કે ૮ અક્ષરો હોય તો ઓછામાં ઓછા બે સ્વરો જોઈએ અને તે ૯ કે ૧૦ અક્ષરોનો બનેલો હોય તો ઓછામાં ઓછા ત્રણ સ્વરો જોઇએ. ૫ થી વધારે અક્ષરોના શબ્દોમાં પહેલા પાંચ અક્ષરોની અંદર ઓછામાં ઓછો એક સ્વર હોવો જોઈએ તથા શબ્દના બાકીના ભાગમાં ઓછામાં ઓછો એક સ્વર જોઈએ અને જો શબ્દની અંદર ૯ કે ૧૦ અક્ષરો હોય, તો ઓછામાં ઓછા કુલે ત્રણ સ્વરો તેમાં હોવા જોઇએ. એ, ઈ, આઈ. ઓ, યુ, વાઇ, એ સ્વરો છે. જો બે અથવા વધારે સાદા શબ્દો જોડીને જોડેલા શબ્દો બનાવેલા હોય અને આવા શબ્દો ભાષામાં વપરાતા ન હોય તો તેને કબૂલ રાખવામાં આવતા નથી.

(૩) જે તારની અંદર સાદી ભાષાના શબ્દો તથા સાંકેતિક શબ્દો બન્ને લખવામાં આવશે, તેનો દર ગણવા માટે, સાદી ભાષાના શબ્દો તથા સાંકેતિક ભાષાના ગણીને, ૧૦ અક્ષરનો એક શબ્દ ગણી હિસાબ થશે.

બ્રહ્મદેશ જવાના સાંકેતિક શબ્દોના તાર માટે ૫ અક્ષરોનો એક શબ્દ ગણીને લવાજમ લેવામાં આવે છે. તે કેવી રીતે બનાવવા તે બાબત કંઈ અંકુશ નથી.

## ડીપોઝીટ એકાઉન્ટ અને ગેરંટી બાબત.

૩૬. ડીપાર્ટમેન્ટલ તાર ઑફીસમાં તથા કેટલીક ચોક્કસ કંબાઇન્ડ (પોસ્ટ અને તાર) ઑફીસોમાં અગાઉથી પૈસા ભર્યા વગર નીચે જણાવેલી શરતોએ મોકલવા માટેના તારો રજુ કરી શકાશેઃ—

(૧) ચૌદ દીવસ મોકલવાના તારોની આશરે થતી કીંમત જેટલી ઓછામાં ઓછી રોકડ રકમ, અથવા તેટલી કીંમતની સરકારી પ્રોમીસરી નોટો અથવા પોસ્ટ ઑફીસના કેશ સર્ટિફીકેટો, તાર ઑફીસોમાં અનામત મૂકવાં જોઇએ; અથવા તેટલી રકમ માટે ડાયરેક્ટર જનરલે પસંદ કરેલી બેંકની જામીનગીરી ઠરાવેલા ફારમમાં તાર ઑફીસને આપવી. દરેક અઠવાડીયાની આખરે અથવા અનામત અગર જામીનગીરોની રકમ વધારી હોય તો વધારે લાંબી મુદતે અનામત મુકનાર તરફથી મોકલાવેલા તારની વિગત અને તેની કીંમતની રકમનો હિસાબ આપવામાં આવશે. આ હિસાબની અંદર બતાવેલી કુલ રકમ કંઈ પણ વિલંબ કર્યા વગર ભરી દેવી જોઇએ, કે જેથી બીજા મોકલાવાના તારો અગાઉથી લવાજમ લીધા સિવાય, લઈ શકાય.

(૨) હિસાબ રાખવા માટે દરેક ૨૫ તારો ઉપર ૧૨ આના અને તે ઉપરાંત બાકીના માટે ૧૨ આના લેવામાં આવશે.

## મુબારકબાદીના તારો.

૩૭. (૧) નાતાલ તથા નવું વર્ષ, (૨) નાતાલ, (૩) નવું વર્ષ, (૪) દીવાળી, (૫) જન્મદિવસ, (૬) ઈદ, (૭) ખીતાબની નવાજેશ, (૮) લગ્ન, (૯) પરીક્ષા, (૧૦) વિજ્યા, (૧૧) મુસાફરી, (૧૨) ચુંટણી અને (૧૩) મુબારકબાદીની પહોંચ, આ પ્રસંગો ઉપર શુભેચ્છા તથા મુબારક બાદીના સંદેશા તાર મારફત ઓછા દરથી મોકલી શકાય છે.

૩૮. આવો દરેક તાર, જે નીચેની વિગત પ્રમાણે ૬ શબ્દોથી વધારે નહી હોય, અને જો તે સાધારણ અથવા જરૂરી હોય તો તેનું હાંસલ ૭ આના અથવા બાર આના થશે.

( અ ) ૪ શબ્દો—લેનાર ધણીના નામ તથા સરનામા.

( બ ) ૧ શબ્દ—મોકલનાર ધણીના નામનો.

( ક ) મોકલાવેલા સંદેશાનો ૧ શબ્દ ગણાશે, તે સંદેશામાં પોસ્ટ અને ટેલીગ્રાફ ગાઈડના ફકરા ૩૯૬ બ માંની યાદીમાં આપેલાં પ્રચલિત વાકયોમાંનું એક વાકય હોવું જોઈએ, અથવા યાદીમાંના વાકયની સામે બતાવેલો અનુક્રમ નંબર શબ્દોમાં લખવો. આવા પ્રચલિત વાકયોનું લીસ્ટ ૪૦ મે પાને પરિશિષ્ટ (અ)માં આપવામાં આવેલું છે.

૩૯ ઉપરની વિગત ( અ )માં ૪ શબ્દો તથા ( બ )માં ૧ શબ્દથી વધારાના દરેક શબ્દ માટે સાદા તારનો ૧ આનો તથા જરૂરી તારના બે આના વધારે લેવામાં આવશે. તારના સંદેશામાં કોઇ પણ શબ્દ ઉમેરવા દેવામાં આવશે નહિં.

ઉપરની ૩૮ તથા ૩૯ મી કલમોની અંદર જણાવેલા દરથી બેવડા દરે આ મુબારક બાદીના સંદેશાના તાર બ્રહ્મદેશની તાર ઑફિસો ઉપર મોકલી શકાય છે.

૪૦. આ મુબારકબાદીના સંદેશાના તારો ખાસ છાપેલાં સુંદર ફારમો તથા પરબીડીયાંઓમાં પહોંચાડવામા આવે છે. આવા તાર કોઇપણ રેલ્વે કે કેનાલની તાર ઑફીસો, પોર્ચ્યુગીઝ સરકાર અથવા કાશ્મીર સ્ટેટ-ટેલીગ્રાફ ઑફીસમાંથી અથવા તે ઑફીસોને સરનામે મોકલી શકાતા નથી.

## ડી લકસ ટેલીગ્રામ્સ (સુશોભીત તારો).

૪૦ અ. પોસ્ટ અને તારની ગાઇડની ૩૯૬-બ કલમમાં આપેલા ઠરાવિક વાકયો નહિ વાપરતાં પોતાનાજ શબ્દોમાં સાદા કે અર્જન્ટ તારના લવાજમ ઉપરાન્ત માત્ર બે આના આપ્યાથી અભિનન્દનો હિંદુસ્થાનના કોઇ પણ ભાગમાં તારદ્વારા મોકલી શકાય છે.

ડી લકસ ટેલીગ્રામ મોકલનારે સરનામાની આગાડી ખાસ સંજ્ઞા -( LX )=એલ. એકસ.=લખવી જેનો ચાર્જ લેવામાં નહિ આવે.

આ ખાસ ધ્યાનમાં રાખવું કે પ્રત્નદેશના તારો ડી લકસ તાર તરીકે નથી કરી શકાતા.

## લેટ ફી.

૪૧. જ્યારે તાર મોકલવા માટે રવાના કરવાની ઑફિસ બંધ હોય અથવા જે ઑફિસે તાર મોકલવાનો હોય તે બંધ હોય અથવા વચ્ચેની ઑફિસ જેની મારફત તાર જવાનો હોય તે બંધ હોય, ત્યારે તાકીદના તાર લેવા બદલ, જે જે ઑફીસોને તે તાર સંબંધે કામ કરવું પડે તેવી દરેક બંધ ઑફિસ દીઠ રૂા. ૧ની લેટ ફી લેવામાં આવશે.

## ફોનોગ્રામ્સ (ટેલીફોનથી મોકલાતા તારો)

૪૨. જે ટેલીફોનના ગ્રાહકોનો ડીપોઝીટ એકાઉન્ટ હશે અથવા

જેઓ પોતે મોકલાવેલા તારો ઉપરનું સઘળું હાંસલ આપવાનું કબૂલ કરે તે, અગાઉથી હાંસલ ભર્યા વગર, વર્તમાનપત્રો ઉપર મોકલવાના તારો સિવાયના, તારો ટેલીફોન ઉપર તાર ઑફિસને રવાના કરવાનું કહી શકે છે. ટેલીફોન ઉપર મળેલા સંદેશાની નકલ તેના મોકલનારને પહેલી ટપાલ મારફત મોકલવામાં આવશે.

તારના થતાં હાંસલ ઉપરાંત આવા દરેક તાર દીઠ બે આના વધારે ફી લેવામાં આવશે. જે ગ્રાહકોનું ડીપોઝીટ—ખાતુ ન હોય, તેમને આવા તારની નકલ મળ્યા પછી, પાંચ દિવસની મુદતની અંદર તેના ઉપર થતાં હાંસલની કીમતની ટપાલની ટીકીટો ચોઢીને પાસેમાં પાસેની પોસ્ટ અથવા તાર ઑફીસ ઉપર તે રજુ કરવા ગોઠવણ કરવી અને તે ઑફીસ વસૂલ થયેલાં હાંસલની પાવતી આપશે.

આવેલો તાર લેનાર ધણીને ટેલીફોનથી કહેવા માટેનું કંઇપણ હાંસલ લેવામાં આવતું નથી. કલમ ૩૨ ( ૨ ) માં જણાવ્યા મુજબ તારો લેનાર ધણીના ટેલીફોનના નંબરના સરનામે મોકલ્યા હશે, તો તે તેમને ઘણાજ જલદીથી પહોંચાડી શકાશે.

## જવાબને માટે પૈસા ભરેલા હોય તેવા તાર.

૪૩. તાર મોકલનાર જવાબ માટેના તારની કિંમત અગાઉથી ભરી શકે છે, પરંતુ તે મુજબ ભરેલી રકમ સાદા તારના ઓછામાં ઓછા હાંસલથી ઓછી હોવી જોઇએ નહીં. મોકલનાર ધણીએ " રીપ્લાઇ પેડ " તારના જવાબને માટે ઉપર જણાવેલી ઓછામાં ઓછી રકમ ભરેલો હોય, તો " રીપ્લાઇ પેડ " શબ્દો, અથવા જો આપેલી રકમ ઓછામાં ઓછી રકમ કરતાં વધુ હોય, તો " રીપ્લાઇ પેડ..........." શબ્દો પછી પોતે ભરેલી રકમ તારના ફારમ ઉપર તે માટે રાખવામાં આવેલી જગ્યાએ લખવી.

## આવેલા તાર બીજા સરનામા ઉપર મોકલવા વિષે.

૪૪. વધારાનું હાંસલ આપવાથી હિંદુસ્થાન માટેના તાર એકથી બીજા સરનામા ઉપર તાર મારફત મોકલી શકાય છે. એકજ શહેરમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ મોકલવા માટે કાંઈપણ વધારાનું હાંસલ લેવાતુ નથી, પણ જો બીજા શહેરમાં મોકલવાના હોય તો જે પ્રકારનો તાર હોય, તે માટેના હિંદુસ્થાનમાં લેવાતા તારના દર મુજબ પુરેપુરૂં હાંસલ લેવામાં આવશે.

## આપેલું લવાજમ પાછું મેળવવા બાબત.

૪૫. જે બાબતમાં તાર ખાતાની ભૂલો સાબીત થાય, તેમાં આપેલા હાંસલના નાણાં સાધારણ રીતે પાછા આપવામાં આવશે. ટપાલ મારફત ટપાલ પહોંચાડતાં જેટલો વખત લાગે તેના કરતાં સાદા તારને પહોંચાડતાં વધારે ઢીલ થઈ હોય તો, અને જરૂરી તારને પહોંચાડવામાં તેથી અરધા વખત કરતાં વધારે ઢીલ થઈ હોય તો, તારના હાંસલનાં ભરેલાં નાણાં સાધારણ રીતે પાછાં આપવામાં આવશે તેમ છતાં અમુક કારણોને લીધે તાર પહોંચાડવામાં ઘણી ઢીલ થશે તેમ લોકોને અગાઉથી ચેતવણી આપેલી હશે, ત્યારે કંઈપણ રકમ પાછી આપવામાં આવશે નહી.

## ફરીયાદો.

૪૬. તારની ફરીયાદો અને ખાતાની ભૂલ હોવાને લીધે પૈસા પાછા મેળવવા બાબતની કરેલી માંગણીઓ તે ઇલાકાના પોસ્ટ-માસ્તર-જનરલને મોકલવી. ખાતા વિરૂદ્ધ ફરીયાદ ન હોય એવી બાબતમાં નાણાં પાછાં મેળવવાની અરજીઓ કલકત્તાની ટેલીગ્રાફ ચેક ઑફીસના ઉપરી અધિકારીને કરવી. તારની તારીખથી બે માસની અંદર સ્થાનિક અમલદારોને આ જાતની ફરીયાદો તથા માગણી નહિ મળી હોય તો તે બાબતપર ધ્યાન આપવામાં આવશે નહી.

